

# શ્રી મહાતીર્થ શ્રી શેરીસાપાર્શ્વનાથ વર્ણન.

ધી રત્નસાગર પ્રી.ટીંગ પ્રેસમાં શા. અમરતલાલ
જેશીંગભાઈએ છાપ્યું. ગલુદરવાજા—...



શ્રી મહાતીર્થ

# શ્રી શેરીસાપાર્શ્વનાથ વર્ણન.

છપાવનાર.

શેઠ. ઘેલાભાઇ જેચંદ.

મુ. કલોલ.



પ્રસિદ્ધ કરનાર.

શેઠ. ગોવરધન અમુલખ.

મુ. કલોલ.




સંવત ૧૯૭૩ સને ૧૯૧૭

આવૃત્તિ ૧ લી. પ્રત ૧૦૦૦


કિંમત અમુલ્ય.

# વિનંતી પત્ર.

આ શેરીસામહાતિર્થનું વર્ણન પ્રસિદ્ધ કરવામાં બુદ્ધિ દ્રષ્ટિ કે છાપાદિક દોષે કરી આવેલી ખામીઓ વાંચનાર હંસપ્રકૃતિએ કરી સારજ ગ્રહણ કરી સુધારી વાંચશો. તેમજ આ તિર્થના સંબંધમાં જે કોઇ વિશેષ માહીતી અથવા તો સુધારો આપશો તો તે અમો આભારપૂર્વક બીજી આવૃત્તિમાં દાખલ કરીશું. વળી મ્હારી અલ્પમતિ તથા જ્ઞાનની મંદતાને લેઇને મતીકલ્પનાથી જે કંઈ ન્યુનાધિક લખાણ લખાયું હોય તેની ચતુર્વિધ સંઘની મારા પ્રત્યે ક્ષમાયાચના ચાહું છું. એજ

લી. સેવક.

ગોવરધન અમુલખ.

અમદાવાદમાં ત્રણદરવાજા આગળ ચુડીઓળમાં આવેલા નંબર ૨૭૪૩ ના મકાનમાં ધી "રત્નસાગર" પ્રીન્ટીંગ પ્રેસમાં શા. અમરતલાલ જેશીંગભાઇએ છાપ્યું.

# અર્પણપત્રિકા.

મેહેરબાન શેઠજીસાહેબ જમનાભાઈ ભગુભાઈ

મુ. અમદાવાદ.

અમદાવાદ શેહેર એ આખા હિન્દુસ્તાનમાં અગ્રેસર ગણાતું જૈનબંધુઓનું મુખ્ય મોટું મથક છે, તેમાં જૈનરત્ન નગરશેઠ પ્રેમાભાઇ હીમાભાઈ એક મહાન બુદ્ધિશાળી તથા સદાચરણી થઇ ગયા તેઓ શેઠજીસાહેબે શુભખાતાઓનો સારો વહીવટ કર્યો. તેઓ પછી શેઠ મનસુખભાઇએ પણ ખોડાઢોર વીગેરે શુભખાતાઓનો પ્રશંસનીય વહીવટ કર્યો તેમજ સદરહુ નગરશેઠ પ્રેમાભાઇ હીમાભાઇના કુટુંબમાં શેઠ મણીભાઇ પ્રેમાભાઈ તથા શેઠ ચીમનભાઇ લાલભાઇ નગરશેઠ નીમાયા તેઓ પણ જૈનધર્મના પુર્ણ રાગી હતા તેમજ શેઠ લાલભાઇ દલપતભાઇ તથા શેઠ ચમનભાઈ નગીનદાસ પણ બુદ્ધિશાળી તથા ધર્મના રાગી હોઇ તેમણે પણ તીર્થોના કામમાં તન, મન અને ધનથી સારી મદદ કરેલી છે. પરંતુ જૈનકોમના કમભાગ્યે આવાં નરરત્નોનો સ્વર્ગવાસ થયેલો છે.

ઉપરનાં નરરત્નોના સ્વર્ગવાસ ગમન બાદ હાલના સમયમાં આપ એક મહા ભદ્રીક, સદ્‌ગુણપાત્ર ધર્મમાં પુર્ણ શ્રદ્ધાળુ અને ધર્મને ઉત્તેજન આપનાર એક મહાન પુરૂષ તરીકે ગણાવ છો. આપનામાં ઉચ્ચ પ્રકારની ઉદારતાએ નિવાસ કરેલો

હોઇ આપ નામદાર સ્વધર્મમાં સુનીતિ અને સદાચારની વૃદ્ધિ થવી ઇચ્છો છો અને જૈનબંધુ પ્રત્યે સાધર્મીભાઇ તરીકેની લાગણી ધરાવી સારી સહાય આપો છો આપે સેરીસાતીર્થનો ઉદ્ધાર કરવામાં પણ ઘણી સારી મદદ કરી છે એ વીગેરે આપના સદ્દગુણોથી આકર્ષાઇ તેના સ્મર્ણાર્થે આ લઘુ પુસ્તક આપશ્રીને અર્પણ કરી અત્યાનંદ પામી વીરામ પામું છું એજ વિનંતી.

લી. આપનો સદાનો આભારી સેવક.

શેઠ ગોવરધન અમુલખ.



## શ્રી મહાતીર્થ

# શ્રી શેરીસાપાર્શ્વનાથ વર્ણન.

### मंगलाचरण.

यस्यच्छद्मस्थभावे शठकमठहठोपूद्वृष्टधाराधराम्भः ।
संभारेतुंगरंगद्गुरुलहरिपरिप्लावितक्षोणिदेशे ॥
मग्नस्याकंठपीठे वदनमतितरां स्मेरराजीवशोभा ।
मंगीचक्रेस वामातनयजिनपति वोंऽस्तु विघ्नोपशान्त्यै ॥१॥

અમદાવાદ શહેરની પાસે રજપુતાના માળવા રેલ્વેનું અમદાવાદથી મ્હેસાણે જતાં કલોલ સ્ટેશન આવે છે.

કલોલ ( નામદાર શ્રીમંત ગાયકવાડ સરકારના ( બરોડા સ્ટેટના ) કડી પ્રાંતના કલોલ તાલુકાનું મુખ્ય ગામ છે પ્રથમ ઘણાં વર્ષો ઉપર કલોલમાં જૈન શ્વેતાંબર મુર્તિપુજકોનાં ઘર હતાં તથા એક શ્વેતાંબર દેરાસર હતું તેમાં શ્રી નેમીનાથ ભગવાનની મુર્તિ હતી એવું ચૈત્યપરિપાટી શાસ્ત્રમાં કહ્યું છે

ત્યાર પછી શ્રાવકોની વસ્તી નહિ હોવાથી દેરાસર અંદરથી પ્રતિમાજી શ્રી પેથાપુર લઈ ગયાનું સંભળાય છે.

દેરાસરનો ભાગ પડી જવાથી તથા શ્રાવકોની વસ્તી નહિ હોવાથી દેરાસરવાળી જગ્યાનો કબજો શેઠ જેચંદ ખોડીદાસના વારસોએ લીધેલો તેમાં હાલ વંડાવાળી તે જગા તેમના કબજામાં છે.

સદર જેચંદ ખોડીદાસના વારસો ઢુંઢીઆ (સ્થાનવકાસી) ધર્મ પાળતા હતા તે શેઠ જેચંદ ખોડીદાસના વારસો પૈકી તેમના દીકરા શેઠ ઘહેલાભાઈ જેચંદ અને તેમના દીકરાના દીકરા શેઠ ગોવરધન અમુલખે સંવત ૧૯૬૦-૬૧ ની સાલમાં અમદાવાદ મધ્યે આચાર્ય શ્રી ૧૦૦૮ વિજયનેમસુરી મહારાજના સદુપદેશથી જૈન શ્વેતાંબર મુર્તિપુજકધર્મ જૈનશાસ્ત્ર આધારે મુળ ખરો હતો તે સ્વીકાર્યો. હાલ કલોલમાં ૧૫૦) ઉપરાંત માણસોએ એ ધર્મ સ્વીકાર્યો છે.

શેઠ ગોવરધન અમુલખે આચાર્ય મહારાજ શ્રીવિજયનેમસુરિ મહારાજ પાસે વિનંતી કરી કે કલોલ એક તાલુકાનું મુખ્ય મથક છે તથા સ્ટેટનું જંકશન છે માટે દેરાસર થવાની જરૂર છે તેથી આચાર્ય મહારાજે અમદાવાદના સુપ્રસિદ્ધ શેઠ જીસાહેબ શેઠ મનસુખભાઈ ભગુભાઇને કલોલ દેરાસર કરાવવાના લાભનો ઉપદેશ કરવાથી શેઠજીસાહેબે દેરાસર કરાવવાનું નક્કી કર્યું અને તેમના ભાઇ શેઠજીસાહેબ શેઠ જમનાભાઈ ભગુભાઇના સ્વર્ગવાસી સુપત્ની સમરતબાઇ તે શા. કેશર ઉર્ફે કાળીદાસ ભગવાનદાસની દીકરી તેમની મીલકત-

માંથી કલોલમાં શ્રી જૈન શ્વેતાંબર દેરાસર કરાવ્યું અને શ્રી પાર્શ્વનાથભગવાનને મુળનાયક તરીકે બીરાજમાન કર્યા તેની પ્રતિષ્ઠા સંવત ૧૯૬૪ના મહાશુદી ૫ ને દીવસે પોતાના મહાન ખર્ચે શેઠજીસાહેબ શેઠ મનસુખભાઈ ભગુભાઇએ કરાવી છે તથા દેરાસરની આજુબાજુ ધર્મશાળાએ, વાસણ, ગોદડાં, વિગેરે સર્વે સાધન રાખી શ્રી ભોયણીની માફક કારખાનું હાલ શેઠજીસાહેબ શેઠ જમનાભાઈ ભગુભાઈ તરફથી ચાલે છે અને દેરાસરનું તમામ ખર્ચ તેઓ મહાપુણ્યવંત શેઠજીસાહેબ શેઠ જમનાભાઇ ભગુભાઈ તરફથી ચાલે છે.

કલોલ ગામથી પશ્ચિમદિશા તરફ આશરે અઢીગાઉ એટલે ૪ માઈલ દુર શ્રીશેરીસા ગામ છે અને ત્યાં જતાં શ્રીમંત ગાયકવાડ સરકાર તરફથી કાચીસડક છે એટલે રસ્તો ઘણો સારો છે.

શેરીસાગામ અસલ પ્રાચિન મોટું શહેર હતું એવું કેટલાક પુસ્તકો ઉપરથી તથા ગામની વહી ઉપરથી સાબીત થાય છે. શેરીસામાં પ્રાચીન જૈનશ્વેતાંબર કેટલાંક દેરાસરો હતાં તે પણ લેખો તથા શાસ્ત્રો ઉપરથી સિદ્ધ થાય છે અને તેમાં મુખ્ય શ્રીલોઢણપાર્શ્વનાથનું દેરાસર હતું તે ઘણાજજુના વખતનું હતું તેના ફરતાં બાવન જીનાલય દેરીઓ હતી તથા આજુબાજું શ્રીનેમનાથપ્રભુનું જીનાલય હતું તે શિવાય બીજાં પણ દેરાસરો હોવાનું સંભવે છે. તેમજ લાવણ્યસમય મહારાજે આ સંબંધમાં એક સ્તવન બનાવેલું છે તે આ ચોપડીના પાને ૧૧ મે છે તેમાં ૧૩ મા પદમાં આ શહેરની

પ્રાચીનતા માટે જે લખ્યું છે તેનો અર્થ નીચે પ્રમાણે સંભવે છે.—

આ શહેર તે વખતે મારજોજનનું હતું અને તેનું નામ પ્રજ્ઞાપુર હતું, તેમાં એક શેરીસાંકડી નામનો ભાગ હતો. તેમાં આ મંદીર આવેલું હતું ઘણો સમય :જતાં અત્યારે આ ગામનું નામ સેરીસા અને તેનાથી આશરે આઠ નવ ગાઉને અંતરે કડી નામનું મોટું ગામ છે આ બન્ને ગામ શેરીસાં-કડીના બે વીભાગ થયા હોય એમ અનુમાન થાય છે.

શેરીસાગામની પુર્વદીશાએ ૧૧ વીઘાના નંબરમાં આ તમામ દેરાસરનો તથા તેમના સંબંધનો તમામ ભાગ હતો અને તે જમીન ગોચરમાં સરકારથી ગણવામાં આવેલીહતી.

શેરીસા મહાતીર્થની જગોમાં દેરાસરનો નીચેનો જમી-નનો ભાગ ઉમરા તથા પાયા તથા ન્હવણ કુવો વિગેરે જુનું કામ મોજુદ છે અને તે જમીનના ઉપરના ભાગમાં નીચે મુજબ પ્રતિમાઓ હતી.

- ૩ ત્રણ પ્રતિમાજી શ્રી પાર્શ્વનાથ ભગવાનની ઘણીમોટી ઉપર સર્પની ફણાધારી ખારાપાષાણની આશરે પહોળી ફુટ ૪l, ઉંચી ફુટ ૩ll દરેક પ્રેણસુદ્ધાં ફુટ ૫.
- ૨ બે કાઉસગીઆ પણ ખારાપાષાણના મોટા પહોળા ફુટ ૨ ના આશરે ઉંચાઇ ફુટ ૬ll—૭
- ૧ શ્રીઋષભદેવ ભગવાનની પ્રતિમા આરસની સંપ્રતિ મહારાજના વખતની પહોળી ફુટ ૧l ઉંચી ફુટ ૨l
- ૧ શ્રીઅંબીકાદેવી ઉંચી ફુટ ૩ll પહોળી ફુટ ૩ ના આશરે.

ઉપર પ્રમાણે પ્રતિમાજીઓ તથા દેવીની મુર્ત્તિ તથા એક આરસના પત્થર ઉપર લેખ હતા."

સંવત ૧૯૬૯ ના માગશરમાસમાં આચાર્ય શ્રીનેમસુરી મહારાજ પધાર્યા તે પ્રસંગે કલોલના શેઠ ગોવરધન અમુલખે શેરીસામહાતીર્થની પ્રતિમાઓ વિગેરે સંબંધી સઘળી હકીકત નીવેદન કરી તે ઉપરથી તે મહાન પુજ્યપાદ આચાર્ય શ્રીનેમ-સુરી મહારાજ શ્રીશેરીસા પધાર્યા અને તેઓ મહારાજશ્રીએ આ શેરીશામહાતીર્થનું પ્રાચીન સ્થળ તથા પ્રતિમાઓ તથા લેખો વિગેરે જોઇ આ મહાતીર્થનો ઉદ્ધાર કરાવવા વિચારવંત થયા, અને પોતે તુરતજ અમદાવાદ જઇ શેઠજીસાહેબ શેઠ મનસુખભાઇ ભગુભાઇને તથા અમદાવાદવાળાને તથા તત્ત્વ-વિવેચકસભાને શેરીસામહાતીર્થનો ઉદ્ધાર કરવા ઉપદેશ કર્યો તે ઉપરથી શેઠજીસાહેબ શેઠ મનસુખભાઇ ભગુભાઇએ શેરી-સાખાતે રૂપીઆ પચીસહજાર આપવા ઠરાવ્યા તથા તત્ત્વવિ વેચકસભા વિગેરે તરફથી ટીપ કરી. સદર પ્રતિમાજીઓનો લેપ કરાવવા તથા ગામમાં ઘરદેરાસરનું મકાન વેચાણ લઇ તેમાં પધરાવવા તથા દેરાસરના સ્થળનો કબજો લેવા વ્યવ-સ્થા કરવાનો ઠરાવ કર્યો. વળી મહારે વચમાં જણાવવું જો-ઇએ કે આ તિર્થનો ઉદ્ધાર કરવા સંબંધી ધર્મધુરંધર પુજ્ય-પાદ આચાર્ય શ્રીમદ્બુદ્ધિસાગરજીએ પણ પોતાના ઉપદેશદ્વારા ઘણોજ શ્રમ લીધો છે તે પણ આ સ્થળે યાદ કરવા મહારી ફરજ થઇ છે.

કલોલના શેઠ ગોવરધન અમુલખને (મને) સદહું દેરાસ-રના ભાગની જમીનનો કબજો લેવા તથા પ્રતિમાજીનો કબજો

લેવા સદર શેઠજી તરફથી સુચના થઇ તેથી સરકારમાંથી દેશાસર-
ના સ્થળની ૭ વીઘા જમીન વેચાણ રાખવામાં આવી છે અને
તમામ પ્રતિમાનો કબજો કાયદેસર રીતે લેવામાં અવ્યો છે.

શેઠજીસાહેબ શેઠ મનસુખભાઈના સ્વર્ગવાસ પછી શે-
રીસા સંબંધીનું તમામ કામ શેઠજીસાહેબ શેઠ જમનાભાઇ
ભગુભાઇ તરફથી કરવામાં આવે છે.

શેરીસાની તમામ પ્રતિમાજીનો લેપ ઘણા ખર્ચે કરાવ-
વામાં આવવાથી પ્રતિમાજીનું રૂપ ઘણુંજ અદ્ભુત આનંદ-
કારી થયું છે અને જેના દર્શન કરવાથી આત્મા નિર્મળ થાય
છે દેવી અંબિકાનો લાલલેપ ચાલે છે ઘણા યાત્રાળુલોકો હર
હમેશ શેરીસે જાય છે ત્યાં આચાર્ય શ્રીનેમસુરીના ઉપદેશાથી
શ્રીતત્ત્વવિવેચકસભા તરફથી એક ધર્મશાળા બાંધવામાં આવી
છે. આ પ્રતિમાજીઓ શેઠજીસાહેબ શેઠ જમનાભાઈ ભગુભાઇ
તરફથી એક ઘરદેરાશર લઇ બીરાજમાન કરવામાં આવી છે.

વાસણ, ગોદડાં, કારકુન, ગોઠી વિગેરેનો સવડ સારો છે.
યાત્રાળુલોકો મોટો લાભ લે છે. આ સેરીસા મહાતીર્થની
યાત્રા કરવાથી અત્યંત લાભનો હેતુ છે.

સેરીસામાં જૈનશ્વેતાંબર શ્રાવકોનાં ઘરો ૫-૭ છે તેથી
સાધુ શાધ્વીને આહારપાણીનો જોગ પણ સારો બને છે.

આ સેરીસા મહાતીર્થનો ઉદ્ધાર કરવામાં તથા જીવદ-
યાના ઉત્તેજકપણામાં અમદાવાદના ઝવેરી મોહોલાલભાઇ
મગનભાઇએ ઘણી મદદ આપી છે. તેઓ શેઠ (ઝવેરી) સાહે-
બનો પણ આભાર માનવાનો છે.

---

# શ્રી સેરીસા મહાતીર્થની પ્રાચીનતાની સાબીતી માટે સ્તવનો તથા શાસ્ત્રના દાખલા નીચે મુજબ છે.

—✧(*)✧—

## શ્રીલાવણ્યસમય મહારાજે બનાવેલું સ્તવન.

સુણ સુણ કંથા રે શીખ સોહાસણી, પ્રીતિ ન કીજે રે પરનારીતણી—એ દેશી.

ચાલ.

સ્વામી સોહંકર શ્રીશેરીસએ, પાસજીણેસર લોઢણદીસએ.

ઉથલો.

દીસે લોઢણદીપાસ પ્રગટ, પુહવી પ્રન્યાપુર એ,
સેવતાં સંપતિ સુ કવિ જયંતી, સબલ સંકટ ચુરએ;
એહ અચલ મુરતિ સુકલ સુરતિ, આદિ કોઇ ન જાણીએ,
ઇમ સુણી વાણી હૃદય આણી, સુગુરૂએ ન વખાંણીએ. ૧

ચાલ.

વિદ્યાસાગર કોઈ ગુરૂ આવીઆ, પંચસયાં મુનીવળી વિશ્રામીયા.

ઉથલો.

વિશ્રામીઆ વડી જૈન કાન્તિ, થિકા સહી ગુરૂ પહુચેએ,
તસ દોય ચેલા પુન્ય વેલા, મળી મન આલોચેએ;
ગુરૂરાજ પોથી ક્ષીણ અનેથી, ન મુકે કારણ કીસ્યું,
એકવાર આપણ જોઇશું, જોઇશું બેઉ કૌતક વસ્યું. ૨

ચાલ.

અવસર એણુ ગુરૂ ફેરે ગયા, પુસ્તક છોડી દોઉ ચેલા રહ્યા.

ઉથલો.

દો રહ્યા ચેલા સોઇ પુસ્તક, હસિત આવેઇ હરખેએ,
છોડતાં છાને પ્રથમ પાને, મંત્ર નયણુ નિરખેએ;
બાવન વીરતણું આકર્ષણ, સોઇ મંત્ર હૃદય ધર્યો.
બાંધી પુસ્તક વેગળે, ગુરૂતણો જય હઠડે કર્યો. ૩

ચાલ.

આવ્યા સુહગુરૂ આવશ્યક કરે, પોરીસી પહુતે નિંદ્રા અનુસરે.

ઉથલો.

અનુસરે નિંદ્રા સુગુરૂ ચેલા, દોઉ ચેલા નવ મીલ્યા,
જઇ રહીઆ પાસે મન વિમાસે, મંત્ર કેળવી કળા;
એક રહીઓ સાધક એક આરાધક, મંત્ર જગાવીઆ,
જળહળે તેજે હૃદય હેજે, વીર બાવન આવીયા. ૪

ચાલ.

બોલે બાવન વિર વિચીક્ષણ, કહો કેણુ અમ્હ સમરીયા ઘણા.

ઉથલો.

કેણુ કાજે સમરીઆ કહોને ચેલા, વીર બોલાવ્યા ઇસ્યું,
નહિ કામ ચેલા ચિંતવે, હવે કીસ્યો ઉત્તર આપશું;
એ નગર મોટું એક ખોટું, નહિ જિનપ્રાસાદએ,
રે જૈન કાન્તીથી કઉ લાવો, પરિહરો પ્રમાદ એ. ૫

ચાલ.

જ્યાં નહિ વાસે કળીયુગ કુકડા, કામ કરે શું પછે ન ફુકડા.

ઉથલો

નકુકડા ઇમ કહી હાલ્યા, વેગે વીર ચલાવીઆ,
પ્રાસાદ પ્રતિમા રંગમંડપ, થંભ થીર લઇ આવીઆ;
વચ્ચર વણાયગ બારે બેસાં, ઇશી મોટી માંડણી,
તાસ મીજાઇ જામ હુઇ, જાગીઆ ગુરૂ ગચ્છ ધણી. ૬

ચાલ.

રચણી વાહુંતે દીસે થાંભલા, મુર્ત્તિ મોટી મંડપ અતિભલા.

ઉથલો.

અતિભલા મંડપ અને મુર્ત્તિ, રચણી જવ દીઠી ઘણી,
મન ઝુક પેઠા થયા બેઠા, નયણે નાઠી નીંદડી;
જે જૈનકાન્તિથી ઉલ્પાચે, વીરજીન પ્રાસાદએ,
ઉચાને ચેલા રહીઆ પેલા, ઉપન્યા વિષવાદએ. ૭

ચાલ.

સહી ગુરૂ સમરી ચતુર ચકેસરી, પ્રગટ પહોતી તવ પરમેશ્વરી.

ઉથલો.

પરમેશ્વરી તવ પ્રગટ આવી, ગુરૂયે સુણાવી વાતડી,
પ્રાસાદ કરતાં વીર વાર હજી, છે બહુ રાતડી;
એહ મુઢ ચેલા મન ન જાણે, હોસ્યે મ્લેચ્છ મહાકલી,
તેણે ધર્મસ્થાનક હોસ્યે થોડાં, દેવી તુમ કહીએ ભલાં. ૮

ચાલ.

તામ ચકેસરી કુકડ કારમા, વાસ્યા વેગે તે મોહ ઉગમસમા.

ઉથલો.

પ્રકૃગત જો છુસ્યા પાસે, નિરચાવાસ્યા કુકડા,
તે સુણી સાદ સોહામણા જો, વીર ન રહ્યા ઢુકડા;

એક હાથે બીંબા થીર થંભા, માજી મહાભલે મેલીયાં,
બાવનવીરે વચન પાળ્યાં, સુણ ન સુણ સાહેલીયા. ૯

ચાલ.

વીણ ગુરૂવચને વીરજ સાધીઆ, વડ ઉંચાકરી ચેલા બાંધીઆ.

ઉથલો.

બાંધીયા ચેલા કહે ચક્રેસરી, ગુરૂ અધિક તમે કાં થયા,
હું દેવી કોપી લાજ લોપી, છુટશો હથ કીમ ગ્રહ્યા;
ગુરૂ પાય ખામે શીષ નામે, દોયે કર તિમ જોડીયા,
ગુરૂ દયા આણી દેવી જાણી, દોય ચેલા છોડીયા. ૧૦

ચાલ.

મુરતિ મુલગી તિહાં હાલે નહિ,સોઇવિણ મુરતિ તિહાંચાલેનહિ.

ઉથલો.

નવિ ચાલશે વિણ મુલનાયક, સંઘ સહુ વિમાસેએ,
દિન કેટલે ગુરૂ અવર આવ્યા, અવનિ મંત્ર ઉપાસેએ;
જલ ભાવે જરીઆ ધ્યાન ધરીઆ, ધરણપતિ ધુર આવીઆ,
આદેશ પામી શીષ નામી, પાસ પ્રતિમા લાવીઆ. ૧૧

ચાલ.

થાપી પાસની પ્રતિમા લોડણે, પાસ પાયામેં જાવા લોડણે.

ઉથલો.

લોડણે પ્રતિમા નાગપુજા, ન નરૂંહિ હુંહું તે વિના,
લક્ષ લોક દેખે અતિ અલેખે, નામ લોડણ થાપના;
સોરવણી દીઠે દેખી બીહે, મંત્રબળે ગુરૂ સ્થિર કરી,
રહે નવણ પાણી વીભર જાણી, ખાલ ગયું તવ વીસરી. ૧૨

ચાલ.

અંતર એવડું શેરી સાંકડી, નગર કહાંતિ શેરી સાંકડી.

ઉથલો.

સાંકડી શેરી નવ કહાં તિ, નગર જોજન બારહું,
તે વાસનું મંડાણ મોટું, વર્ણના તે શી કહું;
ઈમ કાલ જાવે નગર ઘટીયાં, પોટ પુંહવી દસી પડી,
એવડો અંતર એ પટંતર, જુવો શેરીસાંકડી. ૧૩

ચાલ.

મોટી પ્રતિમા ચાર સોહામણી, સોહણમુરતિ અતિરળીઆમણી.

ઉથલો.

અતિ રળીઆમણી પ્રભુ પાસ પ્રતિમા પેખતાં,
મન ઉલ્લસે રે જગત જમતિ જોવતાં, મુઝ હર્ષઝરે હયડું હસે,
તું વિશ્વનાયક મુક્તિદાયક, ધ્યાને તુજ લીનો રહું,
હું મુઢ મુરખ માનવી, ગુણ પાર તોરા કીમ લહું. ૧૪

ચાલ.

પોષ કલ્યાણક દશમી દહાડએ, મહિમા મહિયલે પાસ દેખાડએ.

ઉથલો.

દેખાડએ પ્રભુ પાસ મહિમા, સંઘ આઇ ઉલટે,
મજ્જ પુજ મંગલ આરતિ, તિણે પાપ પુર ઘણાં ઘટે;
સંવત પંદર બાસઠે, પ્રાસાદ શેરીસા તણી,
લાવણ્યસમય સુઆદિ બોલી, નમોજીન ત્રિભુવન ધણી. ૧૫

શ્રી સમયસુંદર મહારાજે તીર્થમાળાનું સ્તવન બનાવ્યું છે તેમાં સેરીસાનું નીચે પ્રમાણે છે.

સોરીસરો ( સેરીસરો ) સંખેશ્વરો પંચાસરોરે;
ફલોધી થંભણપાસ, તીરથ તે નમું રે.

## લેખ ૧.

અનમુહુતં શ્રી આરાધન શ્રી માલદેવ અતપ્રુમસીહદ્દમા પુ વશિફાગુણવદીસ્તાવો શ્રીસતાહ્યમવાઅપ્પ આઆદાન ૯૮૨-ક્ષિ સંક્ષનાપ્યાંમઘપીમહું૦ પ્પી તઅપાલમપ્પીતક્ષ: પત્રંવા માષામાદાપ્રીમપ્પીમસીનામઘડી મંતીતમીતં અર્તક શ્રીધપા લધાસાપીશ્નં ૨. ત૦ શ્રી વંઅમારાંક્ષેઠ શ્રીસામઘ અલાધ્યાં મીક્ષાગુક્ષવામ કાદીશ્રીમાભાપ્ય તસ્યથાવાઇપામવીતશ્રીમારાયં મ (અવા) (અવીબમન).

અર્થ—અતિઅદ્દભુત લક્ષ્મીનું આરાધન કરી તે પ્રતિમાની સ્થાપના કરતી વખતે શ્રી માલદેવ અને અમરસિંહના રાજ્યમાં ફાગણવદી ૩ ના વૃશ્ચિક સંત્રગતિના ૯૮૨ એસે ભંડારમાં અતિલક્ષ્મી ભરી શ્રીધનપાલદાસ નામના શેઠના હાથથી પ્રતિમા અગર દેરૂં સ્થાપન કરેલું છે.

તે ઉપર લખેલા સૂર્યના અંસની છાયા વખતે મુહુર્ત કરી સ્થાપન કરી છે આથમંડપ મંદિરમાં બતાવે છે અને તે પ્રતિમાની સામી દ્રષ્ટિએ જે પ્રતિમા છે તેશ્રીની બોલે છે માટે આ પ્રતિમાઓ જે દેરામાંથી આવી હોય તે દેરામાં એવો બનાવ હોય તો કહી શકાતું નથી અને તક્ષક નામના નાટાની ચોકીમાં મુકેલું હોય તેમ જણાય છે.

## બીજો લેખ.

૫ વરસે ફાગણવદી ૨ રવૌ શ્રીમત્પતન વાસ્તવ્ય પ્રાગ્વાટાન્વય પ્રસૂત શ્રી [illegible] શ્રીચંડપ્રસાદાત્મજ શ્રીસો-

मात्कुक्षि संभूताभ्यां संघपतिमहं० श्रीवस्तुपालमहं० श्रीतेज-
पालाभ्यां निजाग्रबंधो महं श्रीमालदेवस्य श्रेयोऽर्थे पार्श्वनाथ
महातीर्थे श्रीनेमिनाथबिम्बमिदं कारितं प्रतिष्ठितं श्रीनागेन्द्र-
गच्छे भट्टारक श्रीविमलसेनसूरिभिः ।

અર્થ—૫ વરસે ફાગણ વદી ૨ રવીવારે પાટણનગરમાં રહેનારા પોરવાડવંશમાં ઉત્પન્ન થએલા શ્રીચંડપના પુત્ર શ્રી ચંડપ્રસાદ તેમના પુત્ર તે શ્રીસોમામાતાની કુક્ષીમાં ઉત્પન્ન થએલા એવા મહાન સંઘપતિ શ્રીવસ્તુપાલ અને શ્રીતેજપાલ તેમણે પોતાના મોટાભાઇ શ્રીમાલદેવના કલ્યાણને માટે શ્રી પાર્શ્વનાથના મહાતીર્થમાંથી નેમનાથભગવાનનું આ બિંબ કરાવ્યું અને શ્રીનાગેંદ્રગચ્છમાં શ્રીવિમલસેનસુરીએ પ્રતિષ્ઠા કરી.

ઉપદેશ તરંગીણી પા. ૬

તથા સેરીસરતીર્થં દેવચંદ્રક્ષુલકેન આરાધીત ચકેસરી દત્ત સર્વકાર્યસિદ્ધિ વરણ ત્રિભુમીમય ગુરૂ ચતુર્વિંશતિ કાર્યો-ત્સર્ગી શ્રીપાર્શ્વાદિ પ્રતિમાસુન્દર પ્રાસાદ એકરાત્રિમધ્યેકૃત: તત્તીર્થં કલિકાલેઽપિ નિસ્તુલપ્રભાવ દંસ્યતે.

આ. ૧૪૦૦ ના સૈકામાં

અર્થ—સેરીસાનું તીર્થ દેવચંદ્ર નામના ક્ષુલ્લકસાધુએ ચક્કસરીદેવીની આરાધના કરી અને સર્વ કાર્યસિદ્ધિનું વરદાન મેળવી ત્રણ માળનું મોટા ચોવીસ કાઉસગીઆ સહિત શ્રી પાર્શ્વનાથ વિગેરેની પ્રતિમાથી સુંદર એવો પ્રાસાદ એક રાત્રીમાં કર્યો અને તે તીર્થ આજ કળીકાળમાં પણ અતુલ પ્રભાવવાળું દેખાય છે. આ લેખ સંવત ૧૪૦૦ લખેલ છે.

## ચૈત્યપરિપાટી સ્તવન.

સેરીસા મહાતીર્થ વિષે ટુંક ૧૪ ચૈત્યપરિપાટીના સ્તવનમાંની.

(૧૭) ડહુડહ સંતિ, (૧૮) ધવલકઇ પાસરંભ (૧૯) દિણુ આદીશ્વર હાથી દ્રમ ખેસરંડી (૨૧) અસાઉલી રિસુહ નાય (૨૨) (૧) સેરીસેપાસ છઇઉઠ્ઠકાય.

કલોલ તીર્થવિષે ટુંક ૧૫ ચૈત્યપરિપાટીના સ્તવનમાંની

(૨૩) પંચાસરી (૨૪) કલઉલી(૨) વિર નેમી સંષી-સરી પાસ પાટલઇ નેમી; કડી કપડવાણીજી નમું પાસ સલ-ષણાપુરી વંદુસંતિ પાસ.

અર્થ—(૧) સેરીસે પાર્શ્વનાથ ઉર્ધ્વકાય (કાર્યોત્સર્ગસ્થ)

(૨) કલોલ નેમીનાથ.

( ઉપરની હકીકત શ્રીઆત્માનંદપ્રકાશ પુસ્તક ૧૪ માના અંક ૧ માંથી ઉતારી છે )

### તીર્થકલ્પ.

સેરીસ્રયનયરે વિહરંતો, આરાહિયપઉમાઇ ધરણીન્દો છત્તાવલીય સિરી દેવિંદસૂરીણો, ઉક્કડ રૂજિ અપાયે ઠાણે કાઉસગ્ગં કરિંતિ, એવં બહુવારં કરિંતે તે દઠ્ઠુણ સાવએહિં પુચ્છિઅં ભયવં, કો વિસેસો ઈત્થ કાઉસગ્ગકરણે સૂરીહિં ભણિઅં ઇત્થ પાહાણ ફલહી ચીઠઇ તીસે પાસનાહ પડિમા કિરઈ સા ય સન્નિહિઅપાહી હેરા હવઈ તઓ સાવયવયણેણં પઉમાવઈ આરાહણત્થં, ઉવવાસ તિગં કયં ગુરૂણા આગયા ભગવઇ તીયે આહિઅં જહા સોવારએ અંધો સુત્તહારો ચિઠ્ઠઇ

સોજઇ ઇત્થ આગચ્છઇ અઠ્ઠમભત્તયં કારઇસ્સ અત્થામીએ ફલે હિ અપડે ઉમાતુવઇ અણુદીએ પડિપુન્નસંપડિ, તઓ નિપ્પજ્જઇ તઓ સાવએહિં તયાહવણનથં સોપારએ, પુરિસા પઠ્ઠવી, આસો આગઓ ઘણુંકરીને ૧૧૦૦-૧૨૦૦ ના સૈકામાં.

॥ तीर्थकल्पनो पाठः ॥

सेरीसयनयरे विहरंतो आराहिय पउमावई धरणींदो छ ता वल्लीय सिरिदेविंदसूरिणो उक्कड रुजि अपागे ठाणे काउसग्गं करिंसु एवं बहुवारं करिंते ते दट्ठूण सावएहिं पुच्छिअं-"भयवं! को विसेसो इत्थ काउसग्गकरणे?" सूरीहिं भणिअं-इत्थ पाहाणफलही चिट्ठइ जीसे पासनाहपडिमा कीरइ सा य संनिहि अपाडिहेरा हवइ" तओ सावयवयणेणं पउमावइ आराहणत्थं उववास-तिगं कयं गुरुणा, आगया भगवई, तीए आहिअं जहा-सोवारए अंधो सुत्तहारो चिठ्ठइ सो जइ आगच्छई अट्ठमभत्तयं च करेइ सूरम्मि अत्थमिए "फलेहि अपडेउ मातुवइ अणुदीए" (!) पडिपुन्नं संपाडेइ तओ निपज्जइ, तओ सावएहिं तया हवणनत्थं सोपारए पुरिसा पट्ठविआ सो आगओ॥ घणुं करीने ११००-१२०० ना सैकामां

अर्थ—जेमणे धरणेंद्र पद्मावतीनुं आराधन कर्युं छे एवा शेरीषक नगरमां विचरता छत्रापल्लीय [ चैत्रवा-

लीय ] आचार्य देवेन्द्रसूरिए अघावड स्थानके काउसग्ग कर्यो घणींवार एम करता जोइ श्रावकोए पूछयुं—हे भगवन्! अहींयां काउसग्ग करवामां शो विशेष छे? आचार्य भगवाने कह्युं अहींयां पाषाणफलही [ शिला ] रहेली छे जेनी पार्श्वनाथनी प्रतिमा करवामां आवे तो ते प्रातिहार्य [चमत्कार] वाळी थाय त्यारे श्रावकोना कहेवाथी गुरुए पद्मावतीने आराधवा निमित्ते त्रण उपवास कर्या, भगवती—पद्मावती आवी हाजर थई अने तेणीए कह्युं के सोपारकपुरमां आंधलो सुत्रधार [ कडियो ] रहे छे ते जो आवे अने अठ्ठम करे. इत्यादि.

## શેરીસાપાર્શ્વનાથનું સ્તવન.

મનમોહન મેરે—એ રાગ.

શ્રી પાર્શ્વ સેરીસરો, મનમોહન મેરે.
આજ મેં નજરે દીઠ રે. મનમોહન મેરે.
દર્શન દેખી આનંદ થયો, મન૦
તુમ ભક્તિ અમૃત મીઠ રે. મન૦
વામામાતા ઉર જનમીઆ, મન૦
અશ્વસેન કુળચંદ રે. મન૦
નગરી વારાણસી ભલી, મન૦
સેવા કરે સુરવૃંદ રે. મન૦
કમઠ દોષ પ્રગટ કરી. મન૦

સર્પનો કીધો ઉપકાર રે, મન૦
કમઠ મેઘમાળી ભવે, મન૦
પરિસહ આપ્યો અપાર રે. મન૦
સર્પ ધરણેંદ્ર થઈ, મન૦
પરિસહ કીધો નીવાર રે. મન૦
સેવાભક્તિ કરી રાચીઓ, મન૦
એમ આપે કર્યો ઉપકાર રે. મન૦
શરણે આવ્યો સ્વામી તાહરે, મન૦
મુજ પાપ કરો નિવાર રે. મન૦
તુજ સમો કોઈ ઉપકારી નહિ, મન૦
આજે આનંદ થયો અપાર રે. મન૦
મુર્તિ તારી મન વસી, મન૦
શાન્ત સુધારસ સાર રે. મન૦
બ્રહ્મા વિષ્નુ મહેશ્વર, મન૦
તુજ સમ નહિ નિર્વિકાર રે. મન૦
પુર્વ પુન્યે પામીઓ, મન૦
દુલહો પ્રભુ દેદાર રે. મન૦
નેમવિજય આચાર્ય શ્રી, મન૦
તાસ પ્રતાપે સેવા સાર રે. મન૦

## સ્તવન ૨

### રાગ ભરથરીનો.

આપ બીરાજો શેરીસરો, શ્રીલોઢણ પ્રભુ પાસજી;
પ્રતિમાસુંદર પાર્શ્વની, પ્રેમે કરૂં અરદાસજી. આપ૦ ૧

જોડે કાઉસગીઆ બે શોભતા, શામવર્ણ સુખકારજી;
આરસ પ્રતિમા એક ઋષભની,વાંદુ તે ગુણકારજી. આપ૦ ૨
રૂપ અનુપ તુજ શોભતું, વાંદું હું ભલી ભાતજી;
પ્રાચીન મહાતીર્થ પાર્શ્વનું, શાસ્ત્ર વિષે વિખ્યાતજી. આપ૦ ૩
શરણે આવ્યો સ્વામી તાહરે, રક્ષા કરજો મહારાજજી;
પુજા ભક્તિ પ્રતાપથી, સીઝયાં સઘળાં કાજજી. આપ૦ ૪
નેમવિજય આચાર્ય શ્રી, આપ દર્શન કીધજી;
શેઠ મનસુખભાઈ ઉપદેશીને,ઉદ્ધારનો લાભ લીધજી. આપ૦ ૫

## સ્તવન ૩

### રાગ પ્રભાતીઆનો.

સુરજ ઉગ્યારે કેવડીઆની ફણસે કે વાણુરાં ભલે વાયાં રે.
એ દેશી.

આજે આનંદરે થયો અતિ સુખકારકે, પાર્શ્વ દર્શન પામ્યોરે.
ધયાં સઘળાં રે મુજ પાપ નીવારકે. પાર્શ્વ૦ ૧
તુજ મુર્તિ રે શોભે અપરપાર કે, પાર્શ્વ૦
સહુ સુરનર રે વંદે નીરધાર કે. પાર્શ્વ૦ ૨
પ્રભુ મુખડું રે જોઈ થયો રળીઆત કે; પાર્શ્વ૦
હું તો પુજું રે પ્રભાતે ભલી ભાત કે. પાર્શ્વ૦ ૩
મુળનાયક રે શ્રી લોઢણદેવ કે; પાર્શ્વ૦
મહાતીર્થની રે કરૂં અહનીશ સેવ કે. પાર્શ્વ૦ ૪
થયા જીનજી રે તજી દ્વેશ ને રાગ કે, પાર્શ્વ૦
નહીં તુજ સમ રે અવર દેવ મહાભાગ્ય કે; પાર્શ્વ૦ ૫
ઘણો સંઘ રે આવે વંદન કાજ કે; પાર્શ્વ૦

પાવન થાય રે પુંજી આપ મહારાજ કે. પાર્શ્વ૦ ૬
વીરસંવત રે ઓગણીસ ઇકોતેર સાલ કે; પાર્શ્વ૦
જમનાભાઇએ ઉદ્ધાર કીધો ધરી વહાલ કે. પાર્શ્વ૦ ૭

## સ્તવન ૪

## શ્રી આનંદઘન મહારાજના બનાવેલા સ્તવન ઉપરથી જીનનામ ફેર સ્તવન.

દુઃખ દોહગ દુરે ગયાં રે, સુખ સંપદશું ભેટ.—એ રાગ.

દુઃખ સકલ દુરે ગયાં રે, સુખ સંપતશું ભેટ;
લોઢણપાર્શ્વ માથે કીયો રે, કોણ જીતે નર ખેટ.
પાર્શ્વજીન દીઠાં લોચન આજ;
હાંરે મારા સીઝયાં વંછીતકાજ, પાર્શ્વજીન દીઠાં લોચન આજ ૧
ચરણ કમળ લક્ષ્મી વસે રે, અહી લંછન તસ સાર;
લીલવરણે ઉપન્યા રે, શ્યામ લેપ સુખકાર રે. પાર્શ્વ૦ ૨
મુજ મન તુજ ભક્તિમાં રે, અવર ન ધરૂં ચિત્ત સાર;
સુરનરવૃંદ સઘળા મળી રે, ભાવે વાંદે વારંવાર. પાર્શ્વ૦ ૩
દર્શન દીઠે આપતણો રે, સંશય ન રહે લગાર;
સુરજના ઉદયથકી રે, નાશ થાયે અંધકાર. પાર્શ્વ૦ ૪
અમૃતસમ મુરતી ભલી રે, ઉપમા ન ઘટે કોય;
શાન્ત સુધારસ દીપતી રે, જોતાં તૃપ્તિ ન હોય. પાર્શ્વ૦ ૫
પ્રભુજી મોટા તુમ ધણી રે, મહેર કરો મહારાજ;
મન વીસરામી વાલ્હા રે, સફળ કરો મુજકાજ. પાર્શ્વ૦ ૬
લોઢણપાર્શ્વ મુર્તિ ભલી રે, બીરાજે સેરીસાગામ;
ઉદ્ધાર કીધો ઉમંગથી રે, શેઠ જમનાભાઇ નામ. પાર્શ્વ૦ ૭

## સ્તવન ૫

### રાગ—બનજારાનો.

સુણો ભવ્યજીવ હિતકારી, જગમાં જીનપ્રતિમા જયકારી.
તમે વાંદો પુજો નરનારી, પામો મોક્ષગતિ સુખકારી રે;
સર્વ સુત્રમાં સાખ છે સારી, જગમાં જીનપ્રતિમા જયકારી.૦૧
મહા દુષ્ટ મુરખ અજ્ઞાની, તે ઉથાપે વીરની વાણી રે;
કુમતિ નરકતણા અધિકારી, જગમાં૦ ૨
જેહ જીનપ્રતિમા વિરાધે, નક્કી નર્કગતિમાં તે સાધે રે;
છંડા ધુર્ત મત્ત દુઃખકારી, જગમાં૦ ૩
અન્ય દેવ દેવી વંદન જાવે, જીનપ્રતિમા વંદન નવિ કેમઆવેરે;
તે કોણ સુત્ર આધારી, જગમાં૦ ૪
કેસર તીલક કરતાં જે લાજે, તેને કોની ઉપમા છાજેરે;
પાપી પાખંડ મત્ત અવિચારી, જગમાં૦ ૫
કપટી દયા દયામુખ ભાખે, મુગ્ધ લોકને દુરગતિ નાંખેરે;
મુખ બંધ મલીન આચારી, જગમાં૦ ૬
મુઢ અંતર બાહીર કાળા, પ્રગટ્યા મહાદુષ્ટ વિકરાળા રે;
કાઢયો કુપંથ પંચમ આરી, જગમાં૦ ૭
પુસ્તક પ્રતિમા જેહ પુરાણી, નવિ માને કુમતિ સેનાણી રે;
દુષ્ટ વિચાર દીલમાં ધારી, જગમાં૦ ૮
જુવે ચિત્રામણની નારી, તેને વાધે કામ વિકારી રે;
તેમ જીનમુદ્રા ગુણકારી, જગમાં૦ ૯
અનાધર્મે નવિ છોડો, હઠ છાડી પ્રતિમાશું દીલ જોડો રે;
કહે કવિતાકર વારંવારી, જગમાં૦ ૧૦

## સ્તવન ૬.

(વાહ્લા વેગે આવો રે.—એ રાગ.)

પાર્શ્વપ્રભુ ધ્યા...વું રે કર્મને ખપાવું રે પાર્શ્વપ્રભુ સેવતાં હો...જી;
પાર્શ્વપ્રભુ સેવે...ભવદુ:ખ જાય, સેવા કર્યે મન અતિ ઉલ્લસાય.
પાર્શ્વપ્રભુ૦

તીર્થ સેરીસાગામમાં, મુર્તિ અદ્‌ભુત રૂપ;
સેવા કર્યે ભવદુ:ખ ટળે, વળી મળે સુખ અનૂપ.
ભાવ ધરી વિભુ ધ્યાવો રે. પાર્શ્વ૦ ૧

જગતારક જગનાયકો, જગગુરૂ દીનદયાળ;
પાર્શ્વપ્રભુ રટના કરો, થાયે જિમ સુખ અપાર.
દીનબંધુ નિત ધ્યાવો રે. પાર્શ્વ૦ ૨

વાણી પાંત્રીશ ગુણધરૂ, અતિશય ચોત્રીશ ધાર;
ભવ્ય અંકુર પ્રકટાવવા, દેશના અમૃત ધાર.
ભવવારક પ્રભુ ધ્યાવો રે. પાર્શ્વ૦ ૩

વીતરાગપદ મેળવી, થયા જે અર્હન્ સિદ્ધ;
પાર્શ્વપ્રભુને ધ્યાવતાં, પામે સદા સુખ રિદ્ધ.
ગુણ શ્રીજિનના ગાવો રે. પાર્શ્વ૦ ૪

મુર્ત્તિ મોહની પાસની, ચરણ કમલ કર્યે સેવ;
પામીશું તાસ પ્રતાપથી, પદ તીર્થંકર દેવ.
થઇ જિન સિદ્ધપદ પાવો રે. પાર્શ્વ૦ ૫

## સ્તવન ૭.

શું કહું કથની મોરી રા...જ શું કહું કથની.—એ રાગ.

નમન કરૂં તુજ ચરણે પાસ, નમન કરૂં તુજ ચરણે;

દુઃખ જાયે સેવ કરણે, પાસ નમન કરૂં તુજ ચરણે.
પ્રાચીન શેરીસા નામક તીર્થે, આપ બીરાજો સ્વામી;
દર્શન અદ્દભુતપામી તમારૂં, થયો હવે વિશ્રામી પા...સ૦ ૧
તીર્થકલ્પ ઉપદેશ તરંગિણી, તીર્થ પ્રાચીનતા દાખી;
બાવનજિનાલયમંદિર જીર્ણ,થયું પ્રત્યક્ષ મુજ સાખી પા..સ૦ ૨
મુર્ત્તિ સોહામણી પાસ તુમારી, નીરખી મન અતિ ઉલ્લસે;
વિસ્મયકારિણી વાત સુણીને,ચિત્ત સદા ત્યાંહી તલસે.પા..સ૦ ૩
શઠ કમઠના હઠને ગાળી, નાગ ઉગાર્યો આપે;
નામ સ્મરણથી ભવ્ય સવિનાં,દુઃખદારિદ્ર સવિ કાપે.પા..સ૦ ૪
વિજયકમલ સૂરીશ્વર રાજ્યે, તસ કૃપાથી વળી આજે;
ગુરૂ મોહનપંડિત પસાયે,આવ્યો તુજ દર્શન કાજે. પા..સ૦ ૫
વિજય કમલ[1] સૂરીના દેવા[2], મુર્ત્તિ મોહન[3] તુજ દેખી;
લાભ[4] લીધો ભગવાન[5] પ્રતાપે[6],પ્રેમ[7] થયો રૂપ પેખી. પા..સ૦ ૬
ઉદય[8] જો રત્નનો[9] થાયે, રમણિક જય વિભુ જપતાં;
ગણિમોહનપન્યાસ સહાયે, કર્મ થશે ઝટ ખપતાં. પા...સ૦ ૭
સંવત્ ઓગણીસોતેર સાલે, માઘ વદી પંચમી દિવસે;
સૂરિકમલની મહેર થવાથી,પ્રતાપ મન અતિઉલ્લસે.પા...સ૦ ૮

---

## સ્તવન ૮

રે ઉર જાઓ આતમજી ની—એ રાગ.

પ્રભુ પાસ ધ્યાવો ગુણખાણી; જેહથી વરીયે શીવપટ-
રાણીરે; પ્રભુ પાસ ધ્યાવો ગુણખાણી રે. ઘોર અપાર ભવોદ-

ધિ રૂલીયો, પરપરિણતિને પામી; ચાર ચોર મુજ કેડે પ-
ડીયા, જાણ્યો ન તુંહી શીવગામી રે. પ્રભુ૦ ૧ અજ અવિ-
નાશી અકલ સ્વરૂપી, નિજગુણ આતમરામી; અઘહર અ-
ઘમોચન તુજ મુદ્રા, પામી થયો ગુણકામી રે. પ્રભુ૦ ૨ નિ-
રંજન મુરતિ તુજ દેખી, અનુભવ લહરી જાગી; અબ મુજ
ભવની ભાવઠ ભાગી, કર તુજ ગુણનો રાગી રે. પ્રભુ૦ ૩
દાયક ગુણમણિનો પ્રભુ ક્ષાયિક, સમકિત સેવક આપી; કર્મપં-
જર મુજ દૂર કરો હવે, જન્મ જરા દુ:ખ કાપી રે. પ્રભુ૦ ૪
મોહન કહે તુજ પાય નમી પ્રભુ, મોહનીકર્મ જે ભારી; કાપી
આપી નિજપદ સેવક, અક્ષયપદ દાતારી રે. પ્રભુ૦ ૫

---

## સ્તવન ૯

શ્રી સેરીસય / ચિંતામણી પાસજી, ચિંતિત ફલદાતારજી; જગગુરૂ
જગહિત જગધણી, પ્રવહણ ભવ અકુપારજી. શ્રી૦ ૧ તુજપદક-
જની સેવના, મુજ મનમંદિર થાયજી; દુ:ખદોહગ આધિ ટળે,
પાતિક દુર પલાયજી. શ્રી૦ ૨ ભવ દાવાનળ તાપથી, તપીયો
જીવ અનાથજી; દર્શનપંથ જબ તુંહી મીલ્યો, તબ થયો
શાંત સનાથજી. શ્રી૦ ૩ કરજોડી તુમ વિનવું, અવર ન યાચું
લગારજી; વેલા મોડા પ્રભુ તાહરે, કરવી સેવક સારજી. શ્રી૦
૪ વિજયકમલસુરીશજી, તસ પદપંકજ લીનજી; મોહન કહે
મન રંગસ્યું, કરજયો જિમ જલમીનજી. શ્રી૦ ૫

---

## સ્તવન ૧૦

### રાગ—ભરથરીનો.

મનમોહન પ્રભુપાસજી, સુણ જગત આધારજી ॥ શરણે આવ્યો પ્રભુ તાહરે, મુજ દુરિત નિવારજી ॥મન૦॥૧॥ વિષય કષાયના પાસમાં, ભમ્યો કાળ અનંતજી ॥ રાગ દ્વેષ મહા ચોરટા, લુંટયો ધર્મનો પંથજી ॥મન૦॥૨॥ પણ કાંઇ પુરવપુન્યથી, મળીયા શ્રીજિનરાજજી ॥ ભવસમુદ્રમાં બુડતાં, આલંબન જીમ ઝાઝજી ॥મન૦॥૩॥ કમઠે નિજ અજ્ઞાનજી, ઉપશર્ગ કીધો બહુ જાતજી ॥ ધ્યાનાનળ પ્રગટાવીને, કીધો કર્મનો ઘાતજી ॥મન૦॥૪॥ કેવળજ્ઞાનથી દેખીયું, લોકાલોક સ્વરૂપજી ॥ વિજય મુક્તિપદ જઇ વર્યું, સાદી અનંત ચીદરૂપજી ॥મન૦॥૫॥ તે પદ પામવા ચાહતો, મોહન કમલનો દાસજી ॥ મનમોહન પ્રભુ માહરી, પુરજયો મનની આશજી ॥મન૦॥૬॥

---

## સ્તવન ૧૧

### ભાગ્ય અમારાં ધનભાગ્ય અમારાં સિદ્ધાચળગીરી ભેટ્યા રે—એ રાગ.

ભાગ્ય અમારા ધન્ય ભાગ્ય અમારા, લોઢણપાસજી ભેટ્યારે. સેરીસામંડન આપ બીરાજો, જગજીવન હિતકારી રે; કાશીદેશ વણારસીનગરી, અશ્વસેન કુલહારારે. ભા૦ ૧ વામાનંદન ભવદુઃખભંજન, જનમન મોહનકારારે; દીક્ષા લેઇ પ્રભુ કેવળ પામી, સમવસરણ શણગારારે. ભા૦ ૨ દેશના મધુરી પાર્શ્વ પ્રભુની, સુણે ભવિજન પ્યારા રે, શતવર્ષ આ-

સુખ પુર્ણ કરીને, મોક્ષપદના ધરનારારે. ભા૦ ૩ વિષહરકુલિંગનો મંત્ર પ્રભાવક, પ્રાણી સદા ધરનારા રે; ગ્રહ રોગ મરકી દુષ્ટ જરાદિક, ન કદી પીડ કરનારારે. ભા૦ ૪ વિજયકમલ સુરીશ્વર રાજ્યે, ભવ્ય જપે સુખકારારે; મન મોહન પ્રભુપાસ પ્રતાપે, પામો સદા સિવકારારે. ભા૦ ૫

---

## સ્તવન ૧૨

તીરથની આશાતના નવી કરીયે—એ રાગ.

શ્રી સેરીસાપાસજી નિત્ય નમીયે, હાં રે નિત્ય નમીયેરે નિત્ય નમીયે; નમી પાપપડલ દુર કરીયે, કરીયે જિન સેવ. શ્રી૦ ૧ અશ્વસેનકુળ ચંદ્રમા પ્રભુ સુણજો, સુણી વિનંતી મુજ ઉદ્ધરજો; રાગાદિક શત્રુને હણજો, કરૂં તાહરી સેવ. શ્રી૦ ૨ ભવપટણ ચારે ગતિ ચઉદિશી, દિસે ચોટા એ લાખ ચોરાશી; ચોવટીઆની કથા કહું કીસી, ક્રોધાદિક ચ્યાર. [શ્રી૦ ૩ જોતા મિથ્યા પુરોહિતો દુષ્ટ કુમતિ, લીધી મદનસેના સાથે પીડતી, ભવ્યલોકો વિશેષે પીડતી, કહેતાં નાવે પાર. શ્રી૦ ૪ તેહનું જોર હઠાવવા પ્રભુ ભેટ્યા, ભેટી કર્મ કઠીન બલ મેટ્યા, રાગ દ્વેષ અરિ સવિ ફેટ્યા, લઈ સંજમ ભાર. શ્રી૦ ૫ સમકિત ને સંજમ દીધાં ગુરૂરાજે, ગણિ મોહનવિજયજી મહારાજે; પદ રૂડું પન્યાસનું છાજે, કહે તેનો પ્રતાપ. શ્રી૦ ૬

## સ્તવન ૧૩

રાગ—સંવત એક અઠુલંતરેરે, જાવડશાનો ઉદ્ધાર.

શ્રીસેરીસસ પાસની રે, સેવા કરીએ ઉદાર; સેવા પ્રભુ

સવિ દુઃખ હરેરે, તરીયે જિમ સંસાર. હો ભવિયાં ભાવે કરો જિન સેવનારે, હૃદય ધરી શુભ ભાવનારે. વાસના કરી અતિ શુદ્ધ. ૧ સુરનર આવે વાંદવારે, ભક્તિરસે ભરપુર; ભાવે કરે જિનપુજનારે, પ્રકટે બોધિઅંકુર. હો ભવિયા૦ ૨ અમૃતસમ તુજ દેશનારે, યોજનગામિની સાર; નયગર્ભિત અતિ શોભતી રે, ચઉગતિ વારણહાર. હો૦ ૩ શોભે પ્રતિહાર આઠથી રે, પ્રભુજીનો દેદાર; જન મનમોહક પાસજી રે, કરે ભવનો નિસ્તાર. હો૦ ૪ કોડીગમે દેવો પુજતારે, કરતા જન્મ પવિત્ર; હું પણ લોઢણપાસની રે, સેવા પામું શુભ ચિત્ત. હો૦ ૫ વિજયકમલસૂરિ રાજ્યમાં રે, કરતો ભક્તિ વિલાસ; વિજય મોહન પંન્યાસનો રે, પામ્યો પ્રતાપ ઉલ્લાસ. હો ભવિયા૦ ૬

---

## સ્તવન ૧૪

ચાલોને પ્રીતમજી પ્યારા સેરીસે જઇએ, સેરીસે જઇયે રે
વાલા મારા પાસજીને નમીએ. ચાલોને૦
વામાનંદન પાસજી નીરખી, મિથ્યામલ ધોઈએ;
સમકીત સુરતરૂ ફલ પામીને, મુક્તિપદ લહીયે. ચાલોને૦ ૧
સુરમાંહિ જિમ સુરપતિ સોહે, નદીમાંહી જિમ ગંગ;
તરૂમાંહિ જિમ ચંદન સોહે, દેવમાં પાસજી ચંગ. ચાલોને૦ ૨
શાને પ્રાણી તમે મુંજી રહ્યા છો, માનો કુદેવને દેવ;
ચિંતામણી તુલ્ય પાસજી પામી, છોડો કુદેવની સેવ. ચાલોને૦ ૩
શાંત સુધારસ સિંચન કરતી, સમકિત બીજ અંકુર;

ભવ્ય કુમુદ પ્રકાશક મુરતિ, વંદો અમીરસ પુર. ચાલોને૦ ૪
લોઢણપાસની પ્રતિમા નિરખી, પામ્યો હું હર્ષ અપાર;
ગણિ મોહન પંન્યાસ પ્રતાપે,કરીયે ભવનો પાર. ચાલોને૦ ૫

---

## સ્તવન ૧૫

### રાગ—પ્રભાત.

પાસ જિનરાજ તુજ મુખચંદ્ર દેખતાં ભવ્યનાં દુઃખ સવિ દુર જાવે; વળી હોવે શાંતિ સદા જરા ન આવે કદા, જો તુજ ઉપરે ભક્તિ આવે. પાસ૦ ૧ હે પ્રભુ હું સદા વિષયરસમાં ડુબ્યો, વળી ડુબ્યો ક્રોધ ને લોભ માને; માયા પણ છોડતી નથી કદી મુજને, કહો પ્રભુ તે કયમ દુર જાવે. પાસ૦ ૨ તુજ ગુણ ગાઈશું વિષયાદિ ટાળીશું, ટાળીશું દુષ્ટ અજ્ઞાન શત્રુ; અધિક બળ તાહરૂં લેઇને પાળીશું, વ્રત સદા મુક્તિ પણ મેળવીશું. પાસ૦ ૩ રાગ ને દ્વેષ પાખંડી વળી વેષને, કદી ન રાખું પ્રભુ શેવ માટે; તો પ્રભુ તું હજુ દુરે શાને રહે, સાથ સેવકની રહેજે વાટે. પાસ૦ ૪ મુક્તિપદ કમલની સેવના પામવા, દેજો મોહન ગુરૂ શાંતિ દેવા; તુજ પ્રતાપે પ્રભુ ગુણ ગાતાંથકાં, મુક્તિરૂપ પામીશું અખંડ મેવા. પાસ૦ ૫

---

## શ્રી મહાવીરજિન સ્તવન.

### રાગ—શું કહું કથની મારી.

વિનવું હું પ્રભુ તુજને વીર, વિનવું હું પ્રભુ તુજને;

દયાનિધિ દીન ઉદ્ધારક ધી...ર. વિનવું૦
ભવનાટકમાં વેષો ધરીને, દેહ માનવનો પામી;
પુન્ય ઉદયથી ધર્મજ તારો, પામી રહી નહી ખામી. વીર૦ ૧
ક્રોધી ચંડકોશિકને તાર્યો, કરૂણાદૃષ્ટિ લાવી;
મુજ સરીખા જો રંકને તારો, તેવી કરૂણા ભાવી. વીર૦ ૨
ગુણ અનંતા ભર્યા તમે છો, ચિદ્દ્ઘન રૂપી સ્વામી;
ગુણ માગું તમથી હું એકજ, થાઉં સિદ્ધિગતિ ગામી. વીર૦ ૩
ચરણકમલની સેવા આપો. મોહાદિ અરિ દુઃખ કાપો;
મોહન પ્રતાપે સેવક સ્થાપો, તો થાય હર્ષ અમાપો. વીર૦ ૪



